


લેખક

જુગતરામ દવે

સમ્પાદક

ચરોતર એજ્યુકેશન સોસાયટી,

આણંદ

પ્રકાશક

પુસ્તકાલય સ. સ. મંડળ લિ.,

વડોદરા

## પ્રસ્તાવના

અમારી શાળાના વિદ્યાર્થીઓને નાટક ભજવવાનું મન થયું તેને સંતોષવા આ નાટક લખ્યું છે. તેમણે તે સરદાર વલ્લભભાઇ સમક્ષ ભજવ્યું. તેમની પાસેથી સત્યાગ્રહાશ્રમના વિદ્યાર્થીઓએ તે લીધું અને પૂ. ગાંધીજી સમક્ષ ભજવ્યું. તે તેમના 'મધપૂડા'માં સંઘરાએલું પડી રહ્યું હતું, તેમાંથી આજે લેવા દીધું છે તે માટે પ્રકાશકે અને મારે મધુકર રાજાઓનો આભાર માનવો જોઇએ.

પ્રહ્‌લાદનું નાટક રચવા તો બેઠો, પણ પ્રહ્‌લાદનો સત્યાગ્રહ સરમાં શી રીતે લાવું? નાટકનો ગર્ભ–તેનાં ગીતો: તે આવતાં કલમ થંભી, અને મેં તો તુલસીદાસજી જેવા રામભક્તોની વાણીનો જ આશરો લઇ લીધો. કવિઓ સરોવર રહ્યા, તેમાંથી દુનિયા આખી પીએ તો હું યે ખોબો જળ કેમ ન લઉં?

છેવટની પ્રહ્‌લાદની નૃસિંહ ભગવાનની પ્રાર્થનાનો ભાગ આવ્યો ત્યાં મારૂં માપ તદ્દનજ અધુરૂં ઉતર્યું. પૂ. ગાંધીજીએ શ્રીમદ્‌ ભાગવતની પ્રહ્‌લાદ પ્રાર્થનાને પગલે મારે મારો એ ભાગ સુધારવો એવી સૂચના કરી. બહુ વાર મહેનત કરી જોઇ, પણ મારામાં પ્રહ્‌લાદના ભક્તિરસનો થોડો અંશ પણ હોય ત્યારે ફળીભૂત થાઉં ને? રવિબાબુના એક રામસ્તોત્રનો એકવાર ‘અચલાયતન’ માટે અનુવાદ કરી રાખેલો તે જ મેં તો આમાં ગૂંથીને સંતોષ માન્યો.

વિદ્યાર્થી–નટો આ નાટક ભજવતાં ભજવતાં પ્રહ્‌લાદના સત્યાગ્રહનો સ્વાદ ચાખી લે તો કેવું સારૂં!

વેડછી ઉદ્યોગશાળા
સ્વરાજ આશ્રમ–વેડછી

જુગતરામ દવે

## આભારદર્શન

શ્રી ગાંધી અંત્યજ આશ્રમ–ગોધરાના વિદ્યાર્થીઓ 'પ્રયાસ' નામનું એક હસ્તલિખિત માસિક ચલાવે છે. સંસ્થાના નિયામક શ્રી. મામા સાહેબે પહેલ વહેલું આ નાટક એ માસિક માટે મેળવેલું. એમની જ સૂચનાથી એ અમને મળ્યું, ને 'બાલમિત્ર'માં કટકે કટકે છપાયું હતું. આજે એ જુદી ચોપડી રૂપે પ્રકટ થાય છે.

નાટકની ભાળ આપવા બદલ શ્રી. મામા સાહેબના અને આખું નાટક ફરીથી વાંચી જઈને જરૂરી સુધારા કરી આપવા બદલ, તેમજ બાલ-સાહિત્યમાળામાં જુદી ચોપડી રૂપે પ્રકટ કરવાની મંજુરી આપવા બદલ શ્રી. જુગતરામ દવેના અમે આભારી છીએ.

બાલમિત્ર કાર્યાલય,
આણંદ

સમ્પાદક તરફથી
ચ. મ. ભટ્ટ
તન્ત્રી: 'બાલમિત્ર'

# પાત્રો



હિરણ્યકશિપુ

પ્રહ્લાદ

રાક્ષસો

નારદજી

ગુરુ: પંડ–અમર્ક

રાક્ષસોનાં બાળકો

નૃસિંહ ભગવાન

દેવો

## દૃશ્ય પહેલું

### સ્થળ : વનપ્રદેશ

### સમય : પ્રાતઃકાળ

[નારદજી વીણા બજાવતા અને ગાતા
આકાશમાંથી ઉતરે છે.]

નારદજી

(ધુન)

રાધેકૃષ્ણ જય કુંજવિહારી!
મુરલીધર ગોવર્ધનધારી!—રાધે૦

[પડદા પાછળ કોલાહલ અને તેમાં એક સ્ત્રીની ચીસ]

અહા! આ બધો શો કોલાહલ? અને તેમાં દુંદુભિના ધણધણાટમાં રૂપાની ઘંટડી જેવી કોઈ સ્ત્રીની ચીસ પણ સંભળાય છે!

[ફરીથી કોલાહલ અને ચીસ]

ખરેજ, એ ચીસ કોઇ અબળાનીજ છે! એ કોણ હશે? કોણ એની વહારે દોડે? અહો ઇન્દ્રરાજ, ઇન્દ્રરાજ, તારે કાને આ કિકિયારી પડે છે કે નહિ? દોડ, દોડ, અને તારો દેવાધિદેવનો ધર્મ બજાવ.

પણ અરે, હું કેમ ભૂલું છું? આ તો તપ કરવા ગએલા રાક્ષસરાજ હિરણ્યકશિપુની ગેરહાજરીનો લાભ લઇ ઇન્દ્રની દેવસેના તેની નગરી ઉપર આક્રમણ કરે છે, તેનોજ કોલાહલ છે! ખરેજ, ઇન્દ્ર અત્યારે હૃદયશૂન્ય થઇ ગયો છે એટલે હૃદયના ધબકારા જેવી આ કરુણ ચીસ તેને શાની અસર કરે? અથવા હું તો આજે બકરીનું રક્ષણ કરવા વરૂનેજ વિનવી રહ્યો છું. ચાલ હુંજ જાઉં અને રંક બાળાને બચાવું.

(ગાતા ગાતા જવાનો અભિનય કરે છે.)

હરે રામ, હરે રામ, હરે રામ હરે;
ભજ મન નિશિદિનિ પ્યારે.—હરે૦

હે રામ, આજે આ માર્ગ અને આ તારૂં ભજન બન્ને મને અનંત કાળ જેટલાં લાંબાં લાગે છે. આજે મને એક દીન પ્રાણીનું રક્ષણ કરવારૂપ સાચું ભજન સાંપડયું છે. સાતે સૂરોનું બનેલું ભજન પણ આજે મને સંતોષ નહિ આપે.

[જતાં જતાં ત્રાડ મારે છે:]

મા બાંધો, એ બાળાને મા બાંધો. તમને આ નારદની મનાઇ છે, એ બાળાને મા બાંધશો.

[જાય છે.]

—*—

## દશ્ય બીજું

### સ્થળ : દેવસભા

પહેલો દેવ

અરે મિત્ર, યુદ્ધમાં જેમ તેમ જીત્યા તો ખરા; પણ રાક્ષસોએ ત્રાહિ ત્રાહિ પોકરાવી દીધી.

બીજો દેવ

એમ જ, ભાઈ, એમ જ. હું તો પરમેશ્વરને દોષ દઉં છું કે કયા પાપે તેં અમને અમરધર્મ આપ્યો? મરણ આવી શકતું હોત તો આ યુદ્ધની યંત્રણામાંથી છુટકારો તો થાત!

ત્રીજો દેવ

સાચું કહો છો મિત્ર, મૃત્યુલોકમાં યુદ્ધમાં રણશય્યા કરીને જ હું આવેલો છું. થોડો સમય યુદ્ધમાં બહાદુરી બતાવી અને તરત જ શત્રુના બાણથી મરણ પામીને દુઃખ-માંથી છુટી ગયો. પૃથ્વીમાં આજ સુધી મારા વંશજો મારા પાળિયાને પૂજે છે. દુઃખમાંથી છોડાવનાર મરણની મિઠાશની તે વખતે ખબર હોત તો કદાપિ આ સ્વર્ગલોકમાં આવત જ નહિ.

પહેલો દેવ

અરે, જેમ તેમ કરીને રાક્ષસોને નિર્મૂળ કરતા હતા ત્યાં મહારાજ ઇન્દ્રને કોણ જાણે ક્યાંથી કુબુદ્ધિ સુઝી?

બીજો દેવ

હં, હં, શું કહો છો? મહારાજે વળી કંઇ બાફ્યું છે કે શું?

પહેલો દેવ

કેમ તમે જાણતા નથી? મુનિવર નારદજીની આજ્ઞાથી તેમણે રાક્ષસપતિ હિરણ્યકશિપુની સગર્ભા રાણીને છોડી દીધી છે!

ત્રીજો દેવ

હા દૈવ! હા દૈવ! ઝાડનાં ડાળપાનને કાપ્યાં પણ બીજને તો બચવા દીધું!

બીજો દેવ

ભવિષ્યમાં આવનારા સંકટની ચિન્તામાંજ હવે તો આપણે ચિતાની સમીપમાં બંધાએલા પશુની જેમ શેકાતાં શેકાતાંજ દિવસો ગાળવાના રહ્યા!

પહેલો દેવ

પાછું એ બીજ ઘણુંજ સુરક્ષિત સ્થાને રાખવામાં આવ્યું છે.

ત્રીજો દેવ

ત્યારે તો આપણી સુરક્ષિતતા વધારે જોખમમાં.

પહેલો દેવ

ના, તેમ નથી. સગર્ભા રાણીને નારદ મુનિએ પોતાની પાસેજ રાખેલી છે. સંભવ છે કે એ મહામુનિની ભક્તિમથી છાયામાં સેવાતો એ ગર્ભ મહાભક્ત નીવડે, અને પોતાના રાક્ષસબન્ધુઓને તારનારો નીવડે.

બીજો દેવ

તથાસ્તુ, ભાઇ, તથાસ્તુ.

ત્રીજો દેવ

તો તો તારા મોંમાં સાકર, તારા મોંમાં અમૃત.

---*---

## દૃશ્ય ત્રીજું

### સ્થળ: હિરણ્યકશિપુના મહેલનો એક ખંડ

[બાળક પ્રહ્‌લાદ ગાંડા જેવો બેસે છે, ઉઠે છે, હરે ફરે છે, હસે છે, મોઢું બગાડે છે, રડે છે, વળી પાછો હસે છે.]

હિરણ્યકશિપુ

(મંત્રીઓને) હાય, આ બાળકની દશા તો હજી એવી ને એવી જ છે! મારી સામું પણ એ જોતો નથી. કેમ જાણે મને ઓળખતો જ ન હોય!

પહેલો મન્ત્રી

પોતાનાં માતાપિતાના ઘરમાં હોવા છતાં જાણે તે રણમાં ભૂલો પડયો હોય એ રીતે વર્તે છે!

બીજો મન્ત્રી

અગ્નિના ભડકા સમાન રાક્ષસરાજના સહવાસમાં આટલા બધા રાક્ષસો સુખી પતંગીઆંઓની માફક ઉડાઉડ કરે છે. એકલો આ અભાગી બાળક જ હંસના જેવો બનીને એ ભડકાથી દૂર રહે છે!

[પ્રહ્‌લાદ ઉંચે જોઇને હાથથી 'આવ આવ' એવી સંજ્ઞા કરે છે. અને ઉં ઉં એવા મૂંગાનો અવાજ કરે છે]

હિરણ્યકશિપુ

અરેરે! આ ગાંડો બાળક કોને બોલાવે છે? બ્રહ્મદેવના તપથી મહાબળશાળી થએલા બાપનું ફરજન આવું નિર્માલ્ય! ને એવું બતાવી મારી ફજેતી કરવા માટે શું એ આકાશમાંથી મારા દુશ્મન દેવોને બોલાવી રહ્યો છે?

પહેલો મન્ત્રી

(પ્રહ્લાદને) અહો કુમાર, કુમાર, આ જુઓ તમારા પિતા દાનવપતિ હિરણ્યકશિપુ પધાર્યા. એમને નમસ્કાર કરો.

[પ્રહ્લાદ પત્થર જેવો બેસી રહે છે.]

બીજો મન્ત્રી

અરે દુર્ભાગી કુમાર, સુખના સાગરમાં તમને જન્મ મળ્યો છે, તો મીનની જેમ તેમાં તરો અને મોજ કરો. રાક્ષસરૂપી મીન થઇને આમ પાણી બહારના જીવની માફક તરફડિયાં શા માટે મારો છો?

[પ્રહ્લાદ મોટા સ્વરે રડી પડે છે.]

હિરણ્યકશિપુ

જવા દો, એને જવા દો. મારા સુખના ચન્દ્રમાં એ કલંક બનીને આવ્યો છે. એને બોલાવશો નહિ, રડાવશો નહિ.

આરામ કર બેટા, આરામ કર બાપુ.

[પ્રહ્લાદ ડોળા ફાડે છે, આંગળી બતાવે છે અને ડોકું ધુણાવતાં ખડખડાટ હસે છે.]

પહેલો મન્ત્રી

વાહ! વાહ! દુષ્કાળના તાપે તપેલી ભૂમિ ઉપર મોંઘો વરસાદ પડે તેમ કુમારે મોંઘી હાસ્યવૃષ્ટિ કરી!

હિરણ્યકશિપુ

પ્રધાનજી, તમે ભૂલો છો. એ તો અકાળવૃષ્ટિ છે. તેનાથી આ હૃદયનો તાપ કેમ શાન્ત થાય? એનું જ્ઞાન વગરનું હસવું અને જ્ઞાન વગરનું રડવું એ બન્નેમાં મારે માટે તો માત્ર રડવાનું જ રહેલું છે.

[પડદા પાછળ ગીત સંભળાય છે.]

"નારાયણ, નારાયણ,
જય ગોવિન્દ હરે.
નારાયણ, નારાયણ,
જય ગોપાલ હરે."

બીજો મન્ત્રી

સાંભળો, સાંભળો, કોઇનો મધુર સ્વર સાંભળ્યો કે?

[ફરીથી તે જ ગીત]

ત્રીજો મન્ત્રી

કોનો સ્વર હશે એ?

પહેલો મન્ત્રી

ન ઓળખ્યા એમને? એ તો નારદ મુનિ જ.

હિરણ્યકશિપુ

આપણે એમનું સન્માનપૂર્વક સ્વાગત કરવું જોઇએ.

બીજો મન્ત્રી

હાસ્તો, મહારાજના વરદાતા બ્રહ્મદેવના પુત્રનું સન્માન કરવું જ જોઇએ.

પહેલો મન્ત્રી

હીચકારા ઇન્દ્રના હાથમાંથી મહારાણીને છોડાવનાર તરીકે પણ તેમનું સન્માન કરવું જોઇએ.

હિરણ્યકશિપુ

એ બધું તો ખરૂં જ, પરન્તુ દેવપક્ષની ગુપ્ત વાતો જાણવા માટે પણ દેવોના એ માનીતા દૂતનું સન્માન અત્યારે કરવાની જરૂર છે.

[નારદજી ગાતા ગાતા પ્રવેશ કરે છે.]

“ નારાયણ, નારાયણ,
જય ગોવિન્દ હરે.
નારાયણ, નારાયણ,
જય ગોપાલ હરે.”

હિરણ્યકશિપુ

(હાથ જોડીને) પધારીએ, મુનિ શ્રી પધારીએ. નમસ્કાર કરૂં છું.

મન્ત્રીઓ

નમસ્કાર મુનિરાય, નમસ્કાર મુનિરાય.

નારદજી

કલ્યાણ, કલ્યાણ !

હિરણ્યકશિપુ

આ રંકનું ઘર આજે કેમ પાવન કર્યું?

નારદ

રાજન્, તારા પુત્રરત્નનું દર્શન કરવા આવ્યો છું.

[પ્રહ્લાદ એકીટસે નારદ સામું જોઇ રહે છે.]

પહેલો મન્ત્રી

(અરધું સ્વગત અને અરધું મોટેથી) ગરીબ બિચારા મુનિ! અહીં તો રત્નને બદલે ખોટા કાચનો કટકો છે!

બીજો મન્ત્રી

ક્ષમા કરજો મુનિ, તમારો આંટો તો અફળ જ ગયો છે.

નારદ

તમે બધા શું કહો છો તે સમજાતું નથી. પુત્રજન્મ થયાની વાત ખોટી છે? અથવા પુત્ર જન્મીને મરણ પામ્યો છે? કે છે શું?

બીજો મન્ત્રી

પુત્ર છે, તે જીવે છે પણ ખરો; પણ તે પુત્રરત્ન નથી.

નારદ

એની ચિન્તા નહિ. રત્ન જૂઠું નહિ હોય; તમે પારખ જ જૂઠા હશો.

પહેલો મન્ત્રી

ત્યારે આપ ભલે સારી પારખ કરો. જુઓ, પેલો બાળક બેઠો.

હિરણ્યકશિપુ

જવા દો એને બિચારાને. એ તો ગાંડો છે. ક્યારેક રડે છે, ક્યારેક હસે છે અને ક્યારેક પત્થર જેવો શૂનમૂન બેસી રહે છે. બિચારાને આરામ કરવા દો, આરામ.

(પ્રહ્લાદ પહેલાંની પેઠે ખડખડ હસે છે.)

નારદ

અહો! સમજી ગયો, સમજી ગયો.

(બાજુએ જઈને) 'આરામ' શબ્દમાં 'રામ'નો ઉચ્ચાર આવ્યો એ સાંભળીને બાળકને આનંદ થયો છે.

(મોટેથી) એ ક્યાં ગાંડો છે? અશુદ્ધ હવામાં માણસ રડે એમાં ગાંડપણ શું? અને શુદ્ધ હવાની લહરી આવતાં હસે એમાં પણ શાનું ગાંડપણ?

બીજો મન્ત્રી

મુનિજીને કહેવાય નહિ; પણ તેમના શબ્દો ય આ ગાંડા બાળકના વર્તન જેવા જ અર્થ વગરના લાગે છે!

નારદ

વિશાળ સરોવરમાં એકાદ કમળ ઉગ્યું હોય તે પાણીને એવું ગાંડું ઘેલું જ લાગે.

હિરણ્યકશિપુ

મુનિ મહારાજ, ગાંડો ન હોય તો અમને પારખું કરાવો અને ગાંડો હોય તો તેને ડાહ્યો કરો. આપ જેવાનાં પગલાં અફળ ન જવાં ઘટે.

નારદ

જોજો ત્યારે હવે પારખું બાતવું છું ( બાજુએ જોઇને ) રામના ઉચ્ચારવાળા બેચાર શબ્દો એને સંભળાવવા દે. (મોટેથી) જુઓ, પ્રહ્લાદ હમણાં હસશે.

(મોટેથી બોલે છે.)

આરામ, વિરામ, વિશ્રામ.

(પ્રહ્લાદ ખડખડ હસે છે.)

મન્ત્રીઓ

અરે આશ્ચર્ય! આશ્ચર્ય!

નારદ

હવે જુઓ બાળક રડશે.

દૈત્ય, દાનવ, રાક્ષસ.

(પ્રહ્લાદ રડવા માંડે છે.)

મન્ત્રીઓ

અરે! આ તે શી નવાઇ!

હિરણ્યકશિપુ

મુનિ મહારાજ, કૃપા કરો. એનું રૂદન મારાથી નથી જોયું જતું. એને પાછો હસતો કરો.

નારદ

બોલો રાક્ષસરાજ, એને કાયમને માટે હસતો કરૂં કે થોડી વારને માટેજ?

હિરણ્યકશિપુ

કાયમને માટે, કાયમને માટે. મારી છાતીમાં અત્યારે

તેલ કકડે છે. તેમાં શીતળ પાણીનું એક જ ટીપું નાંખશો તો તો ઉલટો ભડકો થશે અને મને બાળી નાંખશે. એને કાયમનો જ હસતો કરો, મુનિજી, તમારો ઉપકાર માનીશ.

નારદ

પ્રહ્લાદ, વત્સ, સાંભળ. આજે પહેલી જ વાર પવિત્ર નામનો શુદ્ધ ઉચ્ચાર સાંભળ:

શ્રીરામ જય રામ, જય જય રામ;
શ્રીરામ જય રામ, જય જય રામ.

(પ્રહ્લાદ દોડીને નારદજીને પગે બાઝી પડે છે.)

પ્રહ્લાદ

(ગીત સાથે જોડાય છે.)

શ્રીરામ જય રામ, જય જય રામ;
શ્રીરામ જય રામ, જય જય રામ.

પહેલો મન્ત્રી

વાહ! આ શું જાદુ? કુમારનું જન્મનું મુગાપણું આજે અચાનક ભાંગ્યું!

બીજો મન્ત્રી

અરે! પણ હિરણ્યકશિપુને તો ઉલમાંથી ચૂલમાં જ પડવાનું થયું!

પહેલો મન્ત્રી

એમ કેમ કહો છો?

બીજો મન્ત્રી

આ સાંભળોને, કુમારે તો રામનામનું ભૂત ઘરમાં ઘાલ્યું!

પ્રહ્‌લાદ

જય જય મુનિજી! જય જય રામ, જય જય રામ. મારે તો આજે અંધારૂં ટળી ગયું. મારે આજે રામનામનો સૂરજ ઉગ્યો!

નારદજી

બેટા, ત્યારે ગાઓ મારી સાથે રામકીર્તન.

નારદ તથા પ્રહ્‌લાદ

રે મન, રામ સો કર પ્રીત.
શ્રવણ ગોવિન્દગુણ સુનો અરુ;
ગાઓ રસના ગીત—રે મન૦
કર સાધુ સંગત સુમિર સાધો;
હોય પતિત પુનિત—રે મન૦
કાલ વ્યાળ જો ગ્રસ્યો ડોલે;
મુખ પસારે મીત—રે મન૦
કહે નાનક રામ ભજ લે;
જાત અવસર વીત.—રે મન૦

( પડદો પડે છે. )

—*—

## દશ્ય ચોથું

રાજસભા : હિરણ્યકશિપુ અને મન્ત્રીઓ બેઠા છે.

હિરણ્યકશિપુ

કુમારની રીતભાત જોઇને લાગે છે કે નારદજી તો મારા ઘરની વચ્ચોવચ્ચ જાણે વડનું બીજ રોપી ગયા!

પહેલો મન્ત્રી

આ દાસને પણ શંકા તો હતીજ; પણ રામનામના એવડાક બીજમાંથી મોટું વૃક્ષ થઇને ઘરને ઘેરી વળશે એવી ગણતરી તે વખતે ન કરી શકાઇ!

બીજો મન્ત્રી

નારદની ગોળી કડવી હતી એની તો ખબર હતી; પણ પ્રહ્‌લાદના આકરા રોગ ઉપર એવી કડવી ગોળી ગળ્યેજ છૂટકો છે, એવું લાગ્યું.

ત્રીજો મન્ત્રી

મહારાજ, હવે આ વડ આપણી આ સભાને અને ઉપરના છાપરાને ભેદી નાખીને ચોગમ પોતાનું સામ્રાજ્ય જમાવે તે પહેલાંજ તેને ઉખેડી નાખીએ તો ઘણું સારૂં.

હિરણ્યકશિપુ

એનીજ મન્ત્રણા કરવાને આજે તમારી સાથે બેઠો છું.

પહેલો મન્ત્રી

વડને ઉખેડી નાંખવામાંય બહુ સાવચેતીની જરૂર છે; કારણ અહીં તો પેટનો પુત્ર છે!

બીજો મન્ત્રી

રાજધર્મ બહુ કપરો છે. પુત્રને પણ શાસન કરવાની ફરજ રાજા ઉપર ઘણી વાર આવી પડે છે.

હિરણ્યકશિપુ

પણ એ ફરજમાંથી છૂટવાની કોઇ બારી નહિ નીકળે?

ત્રીજો મન્ત્રી

મહારાજને રુચે તો પ્રહ્‌લાદકુમારને કોઇ ગુરુગૃહે મોકલીએ. બાળક છે એટલે ત્યાંના નિયમિત જીવનમાં અને સરખેસરખાની સોબતમાં રામનામની ધૂન ભૂલી જશે.

હિરણ્યકશિપુ

ધન્ય છે, ધન્ય છે! રાક્ષસોની સભા હજુ બુદ્ધિનું દેવાળું કાઢી નથી બેઠી!

પહેલો મન્ત્રી

ત્યારે મહારાજ, હવે વિલંબ શા માટે?

હિરણ્યકશિપુ

બહાર કોણ છે?

પ્રતિહારી

હુકમ, મહારાજ.

હિરણ્યકશિપુ

ગુરુપુત્ર ષંડ અને અમર્કને બોલાવી લાવ.

પ્રતિહારી

જેવો હુકમ.

બીજો મન્ત્રી

કુમારને પણ જરા વાત કરીએ?

હિરણ્યકશિપુ

જરૂર. બહાર કોણ છે?

બીજો પ્રતિહારી

જી હજુર.

હિરણ્યકશિપુ

કુમારને બોલાવો.

બીજો પ્રતિહારી

જેવો હુકમ.

ત્રીજો મન્ત્રી

કુમાર પધારે ત્યાં સુધી આજ્ઞા હોય તો પેલા ગુન્હેગારોને હજુરમાં હાજર કરૂં.

હિરણ્યકશિપુ

ભલે, કરો.

ત્રીજો મન્ત્રી

( પ્રતિહારીને ) જા, બોલાવી લાવ પેલા યાજ્ઞિક ઋષિને.

( બાંધેલા બ્રાહ્મણને હાજર કરે છે. )

ત્રીજો મન્ત્રી

આ ઋષિ રાજ્યહુકમનો અનાદાર કરીને યજ્ઞ કરતો હતો. યજ્ઞ ભંગ કરવા રાક્ષસો ગયા તેમાંના એકને એણે લાત મારેલી !

હિરણ્યકશિપુ

રાક્ષસને લાત મારી ! ને છતાં આ માણસને રાક્ષસે જીવતો રહેવા દીધો ? પ્રથમ એ રાક્ષસનોજ શિરચ્છેદ કરો અને આ ઋષિના જે પગે રાક્ષસને લાત મારી તે પગ કાપી નાંખો. બીજો કોઇ ગુન્હેગાર છે ?

ઋષિ

ઓ મદાન્ધ રાક્ષસ, મારો પગ તો ભલે કાપ; પણ તારી રાક્ષસજાતિનું મસ્તક કપાવા બેઠું છે તે યાદ રાખજે.

મન્ત્રીઓ

ચૂપ, ચૂપ. પ્રતિહારી, લઇ જા એને.

પહેલો મન્ત્રી

( પ્રતિહારીને ) પેલા મનુષ્યને હાજર કર.

( બાંધેલા મનુષ્યને હાજર કરે છે. )

પહેલો મન્ત્રી

આ મનુષ્યે સ્નાન કરતાં રાક્ષસને પાણીના છાંટા ઉડાડ્યા !

હિરણ્યકશિપુ

પાણીથી થયેલા ગુન્હાનું વેર અગ્નિથી વાળો. એને અગ્નિસ્નાન કરાવો.

મનુષ્ય

દયા, રાજા, દયા !

બીજો મન્ત્રી

પ્રતિહારી લઇ જા એને. દયા તો દેવોને ત્યાં સ્વર્ગમાં. ત્યાંજ તને મોકલવાનો મહારાજે આદેશ કર્યો છે.

——*——

## દૃશ્ય પાંચમું

### સ્થળ : રાજમહેલમાં જવાનો માર્ગ

(બે દાનવો એક ઋષિની દાઢી પકડીને તેને મારતા આવે છે.)

એક દાનવ

બોલ બુઢ્ઢા, દાનવ મોટા કે દેવ?

ઋષિ

દેવ મોટા દેવ.

બીજો દાનવ

એનાં હાડકાં હજુ સાજાં છે ત્યાં સુધી એ દાનવોની મોટાઇ નહિ કબૂલ કરે.

( મારે છે. )

ઋષિ

તારા ઘોકાથી તો મારાં હાડકાં કેટલાં મજબૂત છે એની જ પરીક્ષા થશે, દાનવોની મોટાઇની પરીક્ષા એનાથી નહિ થઇ શકે.

પહેલો દાનવ

એની જીભડી કાપો જીભડી! ( મોઢું ફાડવાને ઝપાઝપી કરે છે. એટલામાં પ્રહ્લાદ પ્રતિહારી સાથે દાખલ થાય છે. )

પ્રહ્લાદ

રાજા રામ રામ રામ,
સીતા રામ રામ રામ—

અરે ભાઇઓ, આ શું તોફાન કરો છો?

પહેલો દાનવ

( જરા ભડકીને ) અહો કુમાર છે! ( મોટેથી ) ક્ષમા કરો કુમાર.

પ્રહ્લાદ

અરે બીકણો, થરથરો છો કેમ? આ આટલા મોટા ઋષિને તો હમણાં માર મારતા હતા અને મારા જેવડા બાળક સામે કમ્પો છો કેમ?

બીજો દાનવ

( અન્દર અન્દર ) કુમારને દેખતાં દિલ બદલાઇ જાય છે. ( મોટેથી ) કુમાર, અમે તમારા ગુન્હેગાર છીએ.

પ્રહ્લાદ

ઋષિને પજવવાનું કારણ?

પહેલો દાનવ

અમે એને પૂછીએ છીએ કે દાનવ મોટા કે દેવ? એ 'દેવ મોટા' એમ કહે છે.

પ્રહ્લાદ

પૂછવાનું કારણ?

પહેલો દાનવ

એ તો આપણા દાનવોના ખેલ.

પ્રહ્લાદ

ભાઈઓ, એવા ખેલ તમને શોભે? મોટા તો સૌથી રામ. દેવો પણ નાના અને દાનવો પણ નાના. પણ જેની મોટાઈ બીજા પાસે જોરજુલમથી મનાવવા જેટલી નાની હોય તે તો રસ્તામાંની રજ કરતાં પણ નાના.

દાનવો

પ્રહ્લાદજી, જરા રામનામ ગવડાવો.

(પ્રહ્લાદ ગવડાવે છે અને બધા ઝીલે છે:)

હે....રામ ભજી લે પ્રાણીઆ:
તારા દેહનું સાર્થક થશે;
તારી કાયા કંચનની થશે.
હે....રામ ભજી લે પ્રાણીઆ.

પ્રહ્લાદ

જાઓ ભાઇઓ, હવે રામનું ભજન ન ભૂલશો અને આ ઋષિની સેવા કરીને ભજનને શોભાવજો. ( પ્રતિહારીને ) આપણને ઘણી વાર થઇ, કેમ? હવે પિતાજીની પાસે જલદી જવું જોઇએ, ચાલો વહેલા. ( ઋષિને ) પ્રણામ ઋષિરાય, ( દાનવોને ) રામ રામ ભાઇઓ.

ઋષિ

કલ્યાણ હો બેટા.

( જાય છે. )

દાનવો

જય હો, જય હો, કુમાર પ્રહ્લાદનો.

[ કુમાર ગયા પછી ]

પહેલો દાનવ

કુમારનો પ્રભાવ કંઇ ઓર છે. એમની પાસે ગાય જેવા થઇ જવાય છે !

ઋષિ

બેટાઓ, આપણો રામ સૂતેલો છે. એ બાળક છે; પણ તેનો રામ જાગતો છે.

——*——

## દૃશ્ય છઠ્ઠું

પંડામર્કની શાળા: ગુરુ, રાક્ષસબાળકો અને પ્રહ્‌લાદ

ગુરુ

બાળકો સાંભળો, આજે તમને નવી વિદ્યા શીખવું છું. "દાનવપતિ મહારાજ હિરણ્યકશિપુ એ આપણા રાજા છે."

બાળકો

હિરણ્યકશિપુ આપણા રાજા છે.

પ્રહ્‌લાદ

નારદમુનિ તો કહેતા હતા કે આખા જગતનો રાજા રામ છે.

ગુરુ

( આંખો કાઢે છે. ) કુમાર, વચ્ચે ન બોલાય. આપણો રાજા હિરણ્યકશિપુ.

બાળકો

હા જી, આપણો રાજા હિરણ્યકશિપુ.

ગુરુ

મહારાજ હિરણ્યકશિપુ આજ્ઞા કરે તે આપણો ધર્મ.

બાળકો

જી હા, હિરણ્યકશિપુની આજ્ઞા તે આપણો ધર્મ.

પ્રહ્લાદ

પિતાજી તો મને રામ નામ ન લેવાની આજ્ઞા કરે છે. એ પણ ધર્મ?

ગુરુ

હાસ્તો, કુમાર, એજ ધર્મ. શંકા કરવી એજ અધર્મ; પણ તમારે વચમાં આવું અણઘટતું ન બોલવું જોઇએ. બાળકો, યાદ રાખ્યું કે? રાજા હિરણ્યકશિપુની આજ્ઞા તે આપણો ધર્મ.

બાળકો

હા જી, રાજા હિરણ્યકશિપુની આજ્ઞા તે આપણો ધર્મ.

ગુરુ

શાબાશ, ઠીક યાદ કર્યું. હવે બીજું સાંભળો. રાજા હિરણ્યકશિપુના શત્રુઓ તે આપણા શત્રુઓ.

બાળકો

રાજા હિરણ્યકશિપુના શત્રુઓ તે આપણા શત્રુઓ.

પ્રહ્લાદ

ગુરુજી, ના કહો છો; પણ બોલ્યા વિના નથી રહેવાતું. પિતાજી તો દેવોને અને રામને પણ શત્રુ ગણે છે. તે પણ આપણા શત્રુ?

ગુરુ

હા, હા, દેવો પણ શત્રુ અને રામ પણ શત્રુ. એક વાર નહિ પણ હજાર વાર શત્રુ. આટલી ઉમ્મરે તો બાળકે ગુરુનું વચન માની લેવું જોઇએ. કાચા બીજની પેઠે કાચી બુદ્ધિને તોડી લઇ વાવી ન શકાય. ધ્યાન રાખો બાળકો, જો મહારાજા હિરણ્યકશિપુના રાજ્યમાં રહેવું હોય તો તેના શત્રુ તે આપણા શત્રુ.

બાળકો

શત્રુ, શત્રુ, શત્રુ. રાજાના શત્રુ તે આપણા શત્રુ.

પ્રહ્લાદ

પિતાજીના રાજ્યમાં ન રહીએ તો તો એમ ન માનવું પડે ને?

ગુરુ

કુમાર, તમને આવી અવળી મતિ કેમ સૂઝી છે? તમને ખબર નથી કે જેમ ત્રણે લોકમાં હવા વિના કોઇ સ્થાન ખાલી નથી તેમ હિરણ્યકશિપુની સત્તા વગર પણ કોઇ સ્થાન ખાલી નથી. એ સત્તાની બહાર આ દેહની સાથે જવું શકયજ નથી.

પ્રહ્લાદ

ત્યારે દેહને જતો કરી દઇએ; પણ રામને કંઇ શત્રુ કહેવાશે?

ગુરુ

જુઓ વત્સ પ્રહ્લાદ, તમે બાળક છો. એવું બોલો છો તે પિતાજી સાંભળે તો કેટલા કોપે?

પ્રહ્‌લાદ

ફૂલનો હાર ચઢાવતાં કોઇ કોપે તેને શું કરીએ? રામનામ લેતાં કોપે તેનેય શું કરવું?

ગુરુ

બેટા, આમ ગાંડા શું થાઓ છો? ગુરુનું માન તમારે ન રાખવું જોઇએ?

પ્રહ્‌લાદ

ગુરુદેવનું માન ભાગું તો મારૂં માથું ભાગો; પણ ગુરુદેવનો આવો રામવિરોધી પાઠ શી રીતે માનું?

ગુરુ

પ્રહ્‌લાદ, જુઓ, હજુ તો ઘણું સારૂં સારૂં ભણવાનું આવવાનું છે. તમારે માટે એક સુન્દર મહેલ રાજાજીને કહીને ચણાવીશું. તમારે માટે ઘોડા, હાથી, દાસદાસી જે માગશો તે મહારાજ પાસેથી અપાવીશ. કહો કે કોઇ દિવસ રામનું નામ નહિ લઉં.

પ્રહ્‌લાદ

એમ કહું તો મારી જીભ કપાય. મહેલ કરતાં રામનું મૂલ ઓછું? હાથીઘોડા કરતાં પ્રાણીમાત્રના સરજનહારનું મૂલ ઓછું?

ગુરુ

પ્રહ્‌લાદ, પ્રહ્‌લાદ, હવે હદ આવી. તમે તો પોતે

મરવાના છો અને સાથે ગુરુને પણ મરાવવાના છો. હવે જો આ તમારી હઠ નહિ છોડો તો મહારાજ પાસે લઇ જઇશ. છોકરાઓ, આજનો પાઠ બરાબર યાદ કરજો. હું જરા બહાર જઇ આવું.

દાનવ બાળકો

(ગોખે છે.) શત્રુ શત્રુ શત્રુ શત્રુ-હિરણ્યકશિપુના શત્રુ શત્રુ શત્રુ.

પ્રહ્લાદ

ભાઇઓ, આવું બધું શું ગોખ્યા કરો છો?

એક બાળક

ગોખીએ નહિ તો ગુરુ ચામડીજ ફાડી નાખેને!

બીજો બાળક

ભાઇ, તમે તો રાજાના કુંવર એટલે તમને ન મારે; પણ અમને તો જીવતા રહેવા ન દે.

પ્રહ્લાદ

પણ ભાઇઓ, તમે જરા મારી વાત તો સાંભળો. પછી ગોખ્યા કરજો.

ત્રીજો બાળક

અલ્યાઓ સાંભળો, સાંભળો, કુંવરની વાત. આ ગોખવાનું તો બારે માસનું થયું.

ચોથો બાળક

બળ્યું એ ગોખવાનું. સમજાય નહિ કાંઇ ને ઠાલું ગોખ ગોખ કરવું! કુમાર તમેજ વાત કરો.

પ્રહ્લાદ

બોલો ત્યારે ભાઇઓ, આપણે મોટા કે આપણા બાપ મોટા?

બાળકો

(ખડ ખડ હસી પડીને) આપણા બાપ મોટા વળી. આવું કેવું પૂછ્યું પ્રહ્લાદજી?

પ્રહ્લાદ

ઠીક, ત્યારે હવે બીજું પૂછું. રાજા મોટા કે રાજાના રાજા મોટા?

બાળકો

રાજા કરતાં રાજાના રાજા મોટા.

એક બાળક

અલ્યા કુમાર તો બહુ સરસ પૂછે છે હો!

બીજો બાળક

આપણે તો પ્રહ્લાદને જ ગુરુ કરો. કેમ ખરું ને?

બધાં બાળકો

હા, હા, હા, પ્રહ્લાદ જ આપણા ગુરુ. પ્રહ્લાદ જ આપણા ગુરુ. (હસી પડે છે.)

પ્રહ્લાદ

સાંભળો, સાંભળો, ભાઇઓ; હવે જુઓ. બરાબર જવાબ આપજો. પિતાજી એ આપણા રાજા છે; પણ રાજાના રાજા રામ છે. બોલો ત્યારે કોણ મોટું? પિતાજી કે રામ?

બાળકો

તો તો રામ જ મોટા.

પ્રહ્લાદ

તેથી જ ભાઈઓ, મને ગુરુનો પાઠ ગમતો નથી અને રામનું ભજન ગમે છે.

બાળકો

ત્યારે તો કુમાર, અમને પણ તમારૂં રામનું ભજન શીખવો.

પ્રહ્લાદ

શીખવું છે? પણ જોજો, ગુરુ તમને મારશે.

બાળકો

મારે તો ભલે મારે.

ચોથો બાળક

આમ પણ ક્યાં ઓછું મારે છે?

પહેલો બાળક

આ જુઓને આખે ડીલે ચકામાનાં ચિતરામણ! તમે તમારે ભજન શીખવો.

બાળકો

ગવડાવો, ભજન ગવડાવો, થવાનું હશે તે થશે.

(પ્રહ્લાદ ગવડાવે છે. બાળકો ઝીલે છે.)

રઘુપતિ રાઘવ રાજા રામ;
પતિતપાવન સીતારામ.

—*—

## દૃશ્ય સાતમું

### સ્થળ: રાજસભા: હિરણ્યકશિપુ અને મન્ત્રીઓ

હિરણ્યકશિપુ

ઘણો પ્રયત્ન કરૂં છું, દુનિયામાં જેટલાં સુખસાધનો મળી શકે તેટલાંમાં મનને પરોવું છું; પણ કંઇ શાન્તિ જ મળતી નથી!

પહેલો મન્ત્રી

મહારાજે બહુ ચિન્તા કરાવે એવી વાત કરી.

બીજો મન્ત્રી

અથવા એમ કેમ નહિ કે અશાન્તિ એ તો આપણો દૈત્યનો સ્વભાવ. મહારાજને હાથે કંઇક ભારે કામ થવાના ચિહ્ન તરીકે જ આ અશાન્તિ હશે, એમ આ સેવકને તો લાગે છે.

હિરણ્યકશિપુ

કથીરને સુવર્ણનો ઢોળ આપ્યે તે સુવર્ણ થોડું જ થઇ જાય? મારી અશાન્તિને તમે ગમે તેટલું સુન્દર નામ આપો તેથી તે મારા અન્તરને દહન કરતી થોડી જ મટે?

ત્રીજો મન્ત્રી

અશાન્તિ એ દૈત્યનો સ્વભાવ એ વાત ખરી; પણ જે અશાન્તિથી જગત્ આખાનો જય કરવાની તાલાવેલી જન્મે અને મન તો ઉત્સાહ ને ઉલ્લાસમાં તરબોળ બને તે અશાન્તિ સાચી અશાન્તિ. અન્તરમાં દાહ ઉપજાવનારી અશાન્તિ તે તો રોગની નિશાની.

પહેલો મન્ત્રી

એ અશાન્તિનું બીજું નામ છે ચિન્તા. પણ મહારાજને માથે બ્રહ્મદેવના વરદાનનું રક્ષણ છતાં એમને ચિન્તા શાની ?

હિરણ્યકશિપુ

પ્રહ્લાદે જ્યારથી રામનું નામ ઘરમાં ઘાલ્યું છે ત્યારથી જ મારી બધી સ્વસ્થતા સૂર્ય આવતાં ઝાકળ ઉડી જાય તેમ ઉડી ગઇ છે !

બીજો મન્ત્રી

મહારાજે એની બહુ ચિન્તા રાખવી ન ઘટે. કુમારને ગુરુગૃહે મોકલ્યા છે, ત્યાં ધીમે ધીમે એ સુધરી જશે.

હિરણ્યકશિપુ

પ્રહ્લાદના સુધરવાની ચિન્તા મને નથી; પણ શત્રુ રામનું રટણ એક ક્ષણ પણ વીસરાતું નથી, એ સહન થતું નથી.

ત્રીજો મન્ત્રી

એ તો શુભ ચિહ્ન છે. શત્રુનું નિરંતર રટણ કરનાર જ શત્રુનો નાશ કરી શકે છે.

પહેલો મન્ત્રી

શત્રુને પોતાના ઘરમાં લાવીને પૂરે તેજ નિશ્ચિન્ત થઇ શકે છે.

હિરણ્યકશિપુ

એમ હશે; પણ મારી ચિન્તા તો સહસ્ર ગણી વધી પડી છે. કારણકે શત્રુ મારા ઘરના એક ખૂણામાં કેદ થઇને પડેલો નથી. તે તો મારા એક આખા ઘરનો રણીધણી થઇને બેસી ગયો છે!

પ્રતિહારી

( પ્રવેશ કરીને ) કુમારશ્રીને લઇને ગુરુ પધાર્યા છે. તેઓ હજુરમાં આવવાની પરવાનગી માગે છે.

હિરણ્યકશિપુ

આવવા દે.

( પ્રહ્લાદ સાથે ગુરુ પ્રવેશ કરે છે. )

ગુરુ

( ક્રોધના આવેશમાં ) મહારાજ, સંભાળી લો આપનો પુત્ર. આપ જાણો અને આપનો પુત્ર જાણે.

[ પ્રહ્લાદ પિતાને નમસ્કાર કરે છે,
પણ ગુરુના આવેશ આગળ તેને કોણ દેખે? ]

બીજો મન્ત્રી

કેમ? કેમ? ગુરુદેવ, આમ ગભરાઓ છો કેમ?

ગુરુ

અમારાથી મોટા માણસોનાં મોંઢે ચઢાવેલાં બાળકો નહિ પલવાય. ગરીબોનાં આજ્ઞાંકિત બાળકો અમારે સારાં.

ત્રીજો મન્ત્રી

શાન્ત, ગુરુ, શાન્ત. નાના બાળકથી આટલા કાં ત્રાસો?

પહેલો મન્ત્રી

અને આચાર્ય શુક્રદેવના પુત્ર આવીને આમ બોલે ત્યારે ક્યાં જવું?

હિરણ્યકશિપુ

વાત તો કરો, ગુરુપુત્ર.

ગુરુ

શું વાત કરૂં મહારાજ? એણે તો મારી આખી શાળા વંઠાડી દીધી!

બીજો મન્ત્રી

એટલે?

ગુરુ

એટલે શું? આટલા દિવસ રામનામનું ભૂત માત્ર મહારાજના મહેલમાંજ હતું તે હવે રાક્ષસોને ઘેરઘેર પહોંચી ગયું!

હિરણ્યકશિપુ

હેં? હેં? શું પ્રહ્લાદે મારા શત્રુ રામની ભક્તિનો ચેપ દૈત્ય બાળકોને પણ લગાડયો?

ગુરુ

હા મહારાજ, એમજ. અગ્નિની ચીણગારીને સુન્દર ચળકતી જોઇ મોટી આશાએ મારી શાળામાં મૂકી તો તેણે તો પ્રચંડ ભડકો કરી મૂક્યો. મારી શાળાની છત જાણે દૈત્ય બાળકોના રામધ્વનિથી ઉંચકાઇ જાય છે!

ત્રીજો મન્ત્રી

ગુરુ આકળા ન થઇ જાઓ. મહારાજ કુમારને સમજાવશે.

પહેલો મન્ત્રી

આ તો મોટો પ્રવાહ પ્રકટ્યો છે. એને ખાળવા માટે મૂળમાંજ દાબવો જોઇએ.

બીજો મન્ત્રી

મહારાજે આજે દાનવપતિને છાજતી કઠોરતા ધારણ કરવી પડશે.

ત્રીજો મન્ત્રી

નહિ તો જગતમાં દેવોનું કહેણ સાચું પડી જશે કે વાઘ એ બકરીઓ પાસે જ વાઘ. પોતાનાં બચ્ચાં પાસે વાઘ બકરી જેવા થઇ રહે છે.

ગુરુ

પુત્રથી હારવામાં તો એટલી બધી કંઇ શરમ નથી; પણ દૈત્યનાથ રામથી હાર્યા એમ જગતમાં કહેવાઇ જશે.

હિરણ્યકશિપુ

પ્રહ્‌લાદ, અહીં આવ બેટા. બોલ, તારે દેવોનું વચન સાચું પાડી મારા શત્રુઓને હસાવવા છે?

પ્રહ્‌લાદ

પિતાજી, આપ કેમ આમ બોલો છો? અને મેં નમસ્કાર કર્યાં તેને સ્વીકારવા આપે સામું પણ ન જોયું?

પહેલો મન્ત્રી

કયા ઉમંગે પિતાજી તમારા નમસ્કાર ઝીલે, બાપુ? એમના શત્રુનું નામ તો તમે ક્ષણવાર ભૂલતા નથી!

બીજો મન્ત્રી

કુમાર, તમે જુઓનેઃ પિતાજીને કેટલું દુઃખ થાય છે?

પહેલો મન્ત્રી

અને એમ પણ તમારે સમજવું જોઇએ કે અમે આટલા બધા તમારા મુરબ્બીઓ રોજ કહીએ છીએ તે ખોટું નહિ હોય.

ગુરુ

અરે! એ હઠીલો છોકરો સમજે એમ નથી. શું કરૂં કે રાજાનો કુંવર છે. ગરીબનું બાળક હોય તો ક્યારનું સીધું-દોર કરી નાખ્યું હોય.

પ્રહ્‌લાદ

ઉપરાઉપરી ચારે જણ? તમારા જ બાળક સામે આ બધું શું?

હિરણ્યકશિપુ

નહિ બેટા, આ બધું બાળક સામે નથી; રામ સામે છે. તારે મારા શત્રુનું નામ છોડવું જ પડશે. તારે લીધે રાક્ષસોનાં બધાં બાળકો બગડ્યાં. મારે રાક્ષસોને દેવોના ગુલામ નથી બનાવવા.

પ્રહ્લાદ

કહો તો શ્વાસ લેવાનું આપની આજ્ઞાથી છોડી દઉં પિતાજી, પણ આ રામનામ શી રીતે છોડી શકું? એ તો મારા હૃદયના દરેક ધબકારે ધબકારે ચાલી રહ્યું છે. હૃદયના ધબકાર રોકયા કેમ રોકાય?

હિરણ્યકશિપુ

બેટા, તું નહિ રોકી શકે તો મારે રોકી દેવા પડશે. છેવટે હું દેવ નથી, રાક્ષસ છું.

પ્રહ્લાદ

આપ પિતા છો. આ દેહ આપના કબજામાં છે. પિતા છેવટે રાક્ષસ થશે તો મારે રામ જેવડો ધણી છે.

પહેલો મન્ત્રી

અરે કુમાર, રામ ને બામ. કોઇ વહારે આવવાનું નથી.

બીજો મન્ત્રી

પિતાજીની આંખ સામું જોઇને હવે આગળ વાત કરજો. બાપુ, અમે તો તમારા ભલાને માટે કહીએ છીએ.

બીજો મન્ત્રી

પ્રહ્‌લાદ, તમે જરા નઠોર—લાગણી વગરના થઇ ગયા છો. તમને પિતા ઉપર વહાલ નથી?

પ્રહ્‌લાદ

રામનામ લેવાની ના કહે છે ત્યારથી મને પિતા વહાલા નથી રહ્યા.

હિરણ્યકશિપુ

ત્યારે અલ્યા, તને હવે જગતમાં કોણ વહાલું?

પ્રહ્‌લાદ

વહાલો છે જગતમાં એક રામ.

મને વહાલું વહાલું વહાલું દાદા રામજીનું નામ.
મારે અવર વિદ્યા તણું નથી કાંઇ કામ. મને૦

તમે જુઓ રે પિતાજી આણી મુજ પર પ્રીત;
મારી પાટીમાં લખાવો રૂડાં ગોવિન્દજીનાં ગીત. મને૦

મારે રામજીનું શ્રવણ, શ્રી રામજીનું ગાન;
મારે રામજીનું સ્મરણ, શ્રી રામજીનું ધ્યાન. મને૦

હિરણ્યકશિપુ

ચૂપ કર, ચૂપ કર, છોકરા, તું ચૂપ કર. અરે કોઇ બચાવો મને આ પેટના પાકેલા શત્રુથી. હવે પુત્રમોહની છાયાનીચે મારા રાક્ષસીપણાને હું છુપાવી શકું તેમ નથી.

રાક્ષસો, આ બેવફા બાળકને હાથીના પગ નીચે બાંધીને ચગદી નાખો.

[ રાક્ષસો પ્રહ્લાદને બાંધીને લઇ જાય છે. ]

પ્રહ્લાદ

( જતાં જતાં ) પિતાજી દેવો સાથે યુદ્ધ કરીને ન ધરાયા. હવે રામ સાથે સીધું યુદ્ધ આદર્યું. હે રામ, તારૂં યુદ્ધ તું સંભાળી લેજે. ( બાંધતા રાક્ષસોને ) બાંધો ભાઇઓ, જોરથી બાંધો. પિતાજીએ ક્યાં દયા બતાવી છે કે તમારે દયા બતાવવાની જરૂર હોય?

( પડદા પાછળ દાનવોની બૂમો: )

એક અવાજ

હાથી આવ્યો કે હાથી?

બીજો અવાજ

હા, હા, એને દારૂ પાઓ.

પહેલો અવાજ

ચાલો, બાંધો એને.

બીજો અવાજ

અરે, આ તો ઉં.. પણ કરતો નથી!

પહેલો અવાજ

હઠીલો છે હઠીલો.

બીજો અવાજ

તે વિના સગા બાપને હાથે આવી સજા ભોગવે?

પ્રહ્લાદ

બોલ સિયાવર રામચંદ્રકી જય!

[ દાનવો પ્રવેશ કરે છે. ]

પહેલો દાનવ

અલ્યા, હાથી તો કુમારની જય સાંભળીનેજ નાઠો!

બીજો દાનવ

આ શું અચરજ! પ્રહ્લાદનાં બંધ આપોઆપ તૂટી ગયા!

પહેલો દાનવ

ગાંઠો તો આપણે બરાબર મારી હતી.

પ્રહ્લાદ

ભાઇઓ, તમારો વાંક નથી, એ તો મારા રામનું કામ.

દાનવો

રામનું કામ? રામનું કામ?

પ્રહ્લાદ

કેમ, હજી શંકા છે?

પહેલો દાનવ

અલ્યા, રાક્ષસ કરતાં રામ તો બહુ મોટા!

બીજો દાનવ

ચાલો, આપણે પણ પ્રહ્લાદજીની સાથે રામની જય બોલાવીએ.

પહેલો દાનવ

હા હા કુમાર, બોલાવો, બોલાવો, જય બોલવો.

પ્રહ્લાદ

બોલો ભાઇઓ, ત્યારે તો બોલો.

સિયાવર રામચન્દ્રકી જય.

[ દાનવો ત્રણ વાર જયઘોષણા કરે છે. ]

——*——

## દૃશ્ય આઠમું

### સ્થળ અને પાત્રો: સ્વર્ગમાં દેવો

પહેલો દેવ

ભાઇઓ આનન્દ કરો, આનન્દ કરો. હિરણ્યકશિપુના ત્રાસમાંથી બચવાનો દિવસ હવે સમીપમાં આવ્યો છે.

બીજો દેવ

ઓહો! ભગવાન વિષ્ણુનું અવતાર લેવાનું વચન હું તો સાવ ભૂલીજ ગયો હતો!

ત્રીજો દેવ

દૈત્યના રાજ્યમાં વિષ્ણુનું પોતાનું સ્મરણ કરતાં ડરીએ છીએ તો તેમના વચનનું સ્મરણ ક્યાંથી રહે?

પહેલો દેવ

બ્રહ્મદેવના વરદાનની શરતોમાંથી છટકીને વિષ્ણુ શી રીતે આ દૈત્યનો નાશ કરશે એ અક્કલમાં ઉતરતું નથી.

ત્રીજો દેવ

અરે દેવો, અહીં આવો, અહીં આવો. રાક્ષસ નગરી ઉપર અહીં આકાશ વાટે દૃષ્ટિ કરો. કોઇ અવાજ ન કરશો. બધું આંખથીજ સાંભળવાનું છે.

બીજો દેવ

અરે રામ! અરે રામ! આ શું? કીડીને મોટા સાણસામાં પકડે તેમ કોઈ કોમળ બાળકને રાક્ષસોએ જકડયો છે!

ત્રીજો દેવ

કેમ, ન ઓળખ્યો એ બાળકને? એ દૈત્યપતિ હિરણ્યકશિપુનો વિષ્ણુભક્ત કુમાર પ્રહ્લાદ.

પહેલો દેવ

અરે! આ દુષ્ટો એને બાંધીને કયાં લઇ જશે?

બીજો દેવ

અરે! જુઓ, જુઓ, રાક્ષસોએ લાકડાંઓ ગોઠવીને ચિતા રચવા માંડી.

પહેલો દેવ

અહાહા! જોતજોતામાં જુઓ તો ભડકા કેવડા વધી ગયા! જાણે આકાશમાં ચઢીને આપણા સ્વર્ગલોકને બાળી મુકશે કે શું?

બીજો દેવ

નાસો રે નાસો, બચાવો ઓ ઇન્દ્રરાજ, બચાવો.

ત્રીજો દેવ

કેમ, શું છે?

બીજો દેવ

અરે! આ જુઓને પેલો દૈત્યપતિ એના પ્રધાનો સાથે

ચિતા પાસે આવીને ઉભો રહ્યો છે. નાસો, અન્યા દેવો, જીવ લઇને નાસો.

ત્રીજો દેવ

ખરે, તમે તો ઠાલા ભડકાવી માર્યા! સાત કોટિ યોજન દૂર રહ્યા રહ્યા આપણે તો તેને આપણી દિવ્ય દૃષ્ટિ વડે જોઇએ છીએ. દેવો ભય ન પામો.

પહેલો દેવ

જુઓ, પ્રહ્‌લાદને એના પિતા ચિતા બતાવે છે. અને ચિતાના કરતાં પણ બાળી નાંખનારી આંખ બતાવે છે.

બીજો દેવ

અહો આશ્ચર્ય! આશ્ચર્ય! આટલે દૂરથી આપણી છાતી ભયથી ધડ ધડ થાય છે, અને આ બાળક કેમ એ ક્રૂર દૈત્યની સમક્ષ હસે છે?

ત્રીજો દેવ

જુઓ, દુષ્ટ હિરણ્યકશિપુ પગ પછાડે છે અને હાથ લાંબા કરીને ચિતા બતાવે છે.

પહેલો દેવ

અરે! જુઓ, રાક્ષસો બિચારા બાળકને ચિતા પાસે લઇ ચાલ્યા!

બીજો દેવ

પ્રહ્‌લાદ હાથ જોડીને ઉંચે નજર કરે છે. ભગવાનની છેવટની પ્રાર્થના કરતો લાગે છે.

ત્રીજો દેવ

અરે અરે અરે! એણે તો પોતાની મેળે દોડીને ચિતામાં ઝંપલાવ્યું.

બધા દેવો

( પછાડ ખાઇને ) અરે રામ, અરે રામ, અરે રામ, આ નથી જોયું જતું, ( મૂર્છા પામે છે. )

( નારદ પ્રવેશ કરે છે. )

નારદ

રામકૃષ્ણ ગોવિન્દ, જય જય ગોવિન્દ;
હરિ રામ ગોવિન્દ, જય જય ગોવિન્દ.

અહો! કેમ આ દેવો બધા અમર મટીને મરેલા જેવા પડયા છે? અને અરે! આ નીચે શું દેખાય છે? પ્રહ્‌લાદ ચિતામાં! એ નાચે છે અને હસે છે! અરે! દેવો, જાગો, જાગો. આ દૃશ્ય ફરીવાર જોવા નહિ પામો.

દેવો

( આંખ ઉઘાડીને ) અહો, કોણ મહામુનિ નારદજી?

નારદ

હા, હા, આ જુઓ અલૌકિક દૃશ્ય!

દેવો

એ ન બતાવશો પ્રભુ, બાળકની કાયા અમારાથી સળગતી નહિ દેખી જાય.

નારદ

અરે ભાઇઓ, હિમ્મત કરીને જુઓ. તમારાં નેત્રોને આ દિવ્ય દર્શનનો લ્હાવો લેવડાવો.

દેવો

( જોઇને ) અહોહો! અદ્‌ભુત, અદ્‌ભુત, અદ્‌ભુત!

પહેલો દેવ

આ બાળક તો અગ્નિની જ્વાળાઓ વચ્ચે નાચે છે!

બીજો દેવ

મુનિજી, આ શું આશ્ચર્ય?

નારદ

એ રામભક્તિનો મહિમા. ભાઇઓ, જોઇ લેજો નેત્રો ભરી ભરીને. આપણે દેવપણાને પામવા છતાં જેને મેળવી નથી શકયા તે આ અલ્પ બાળક રાક્ષસકુળમાં જન્મેલો છતાં પ્રાપ્ત કરી બેઠો છે.

ત્રીજો દેવ

ધન્ય બાળક! ધન્ય બાળક! દેવો, વધાવો એને નન્દનવનનાં દિવ્ય પુષ્પોથી.

( પુષ્પો વરસાવે છે. )

પહેલો દેવ

મુનિજી, દૈત્ય પોતાના પુત્રને કેમ આમ પીડે છે?

નારદ

કારણ કે પુત્ર પિતાનું રાક્ષસપણું ગ્રહણ ન કરતાં રામનું ચરણ ગ્રહણ કરવાનો આગ્રહ કરે છે.

બીજો દેવ

દૈત્યની સામે બાળક આટલે સુધી આગ્રહ પકડી શકે?

નારદ

આજ સુધી એ વિષે સંસારમાં શંકા હતી; પણ આજથી આ બાળક પ્રહ્લાદ અનન્ત કાળને માટે પોતાની સાક્ષી મૂકી જાય છે કે એક ક્ષુદ્ર બાળક પણ મોટામાં મોટી રાક્ષસી સત્તાની સામે સત્યાગ્રહ કરી શકે છે.

ત્રીજો દેવ

અહો ધિક્ હજો અમારા દેવપણાને. ઓ બાળક, તારા આટલા કુમળા દેહમાં આવો ઉગ્ર સત્યાગ્રહ કેમ કરી રહી શકયો?

નારદ

એના ઉપર ગુજરેલું બધું તો તમે હજુ કયાં જોયું છે? હાથીના પગ તળે છુંદાતાં રામે એને બચાવ્યો, રાક્ષસોએ પર્વત ઉપરથી ગબડાવી મૂકયો તેમાંથી યે રામે ઉગારી લીધો, સમુદ્રમાં ફેંકી દીધો તેમાંથી યે રામે એનો ઉદ્ધાર કર્યો.

પહેલો દેવ

નમસ્કાર વીર પ્રહ્લાદ, તને સહસ્ર નમસ્કાર.

બીજો દેવ

હવે વિષ્ણુના અવતારને વાર નથી. સૂર્યના ઉદયના પૂર્વચિહ્નરૂપે અરુણ જેમ ઉદય પામે છે, તેમ નવા અવતારના ઉદયના પૂર્વચિહ્નરૂપે આ સત્યાગ્રહી બાળકનો ઉદય થયો છે!

નારદ

ઓ દેવો, ચાલો પ્રહ્લાદની પેઠે આપણે પણ રામને બધી કાળજી સોંપી દઇએ અને તેના જેવા જ નિર્ભય બની રહીએ. ગાઓ, ગાઓ, મારી સાથે:

( બધા મળી ગાય છે. )

રઘુવીર તુમકો મેરી લાજ.
સદા સદા મેં શરણ તિહારી
તુમ બડે ગરીબનિવાજ —રઘુ૦
પતિતઉદ્ધારણ બિરુદ તિહારો,
શ્રવણન સુનો અવાજ —રઘુ૦
હૌં તો પતિત પુરાતન કહીએ
પાર ઉતારો જહાજ —રઘુ૦
અઘખંડન દુ:ખભંજન જનકે
યહી તિહારો કાજ —રઘુ૦
તુલસીદાસ પર કિરપા કરીએ
ભક્તિદાન દેહુ આજ —રઘુ૦

—*—

## દૃશ્ય નવમું

( હિરણ્યકશિપુ, મન્ત્રીઓ, રાક્ષસો સભામાં બેઠા છે ત્યાં પ્રહ્લાદ દાખલ થાય છે. )

પ્રહ્લાદ

પ્રણામ, પિતાજી.

હિરણ્યકશિપુ

અરે, પાછો ક્યાંથી તું કુળકલંક?

મન્ત્રીઓ

આ શું? ચિતામાં ફેંકી દીધા છતાં કુમાર કેમ જીવતા?

પ્રહ્લાદ

પિતાજી, એ તો મારા રામનો વિજય. હવે તો રામને માનો!

હિરણ્યકશિપુ

રામને માનવાપણું એમાં શું આવી ગયું, મૂઢ છોકરા? પથ્થર પણ અગ્નિમાં નથી બળતો.

પહેલો મન્ત્રી

અને આમાં રામનું પરાક્રમ પણ શું છે? ચોરની જેમ મહારાજથી છુપાતો કેમ ફરે છે?

બીજો મન્ત્રી

તમારા રામને કહોને કે પ્રકટ થા. એટલે દૈત્યપતિના હાથ જરા ચાખે તો ખરો!

પ્રહ્‌લાદ

આંખ ઉઘાડો. રામ તો પ્રગટજ છે. તમારે આંધળા પણ રહેવું છે, અને રામનાં દર્શન પણ કરવાં છે! એ બે એક સાથે કેમ બને?

હિરણ્યકશિપુ

ઓ અળખામણા બાળક, રામનું નામ મારે નથી જોઇતું. મારે તો રામ પોતે જોઇએ છીએ. બતાવ એને.

પ્રહ્‌લાદ

પિતાજી, નામ વગર રામ મળવો સહેલો નથી.

હિરણ્યકશિપુ

એ ક્યાં છે? બતાવ મને. આકાશમાં કે પાતાળમાં જ્યાં હશે ત્યાંથી ખેંચી આણીને આજે એનું નામ જગતમાંથી હોલવી નાખવા માગું છું.

ત્રીજો મન્ત્રી

યોગ્ય છે, મહારાજનો આ નિશ્ચય યોગ્ય જ છે. બાળકને માર-ઝૂડ કરીને શું વળવાનું હતું?

પ્રહ્લાદ

રામના બનાવેલા પેલા સૂરજ અને અસંખ્ય તારાઓમાંથી એકાદ તો હોલવી જુઓ! પછી રામના નામને હોલવવાની વાત કરો તે શોભશે, પિતાજી!

હિરણ્યકશિપુ

(ભ્રમિત થઈને) દેખાડ, દેખાડ, એ ક્યાં છુપાયો છે? પેલો કોણ છે તારી છાતીમાં? અને પ્રધાન, તમારી છાતીમાં પેલો દેખાય છે એ જ રામ કે? (ગભરાઈને દોડતો) અરે! મારી છાતી ઉપર ચઢી બેઠેલો આ કોણ? એજ રામ કે? આ છાપરાને નળિયે નળિયે આ હું કોને દેખું છું? આ મારા મહેલના થાંભલા થાંભલામાં આ ભયંકર રૂપો કોનાં? અરે, રામ, રામ, થા પ્રગટ! આજે તું નહિ કે હું નહિ.

(પ્રધાનો અને રાક્ષસો ગભરાએલા ખૂણામાં ભરાય છે.)

પહેલો મન્ત્રી

અરે, મહારાજ ગાંડા થયા. નાસો અલ્યાઓ! નહિ તો રામ જાણીને આપણોજ ઘાણ કાઢશે.

બીજો મન્ત્રી

(પ્રહ્લાદને) અરે કુમાર, બાજુએ આવતા રહો, બાજુએ.

પ્રહ્લાદ

ના રે ના, બાજુએ શું આવવું હતું? પિતાજીને હવે રામ બરાબર દેખાયા. પિતાજી, ખરેખર જ રામ જ્યાં જુઓ ત્યાં છે. તમારામાં, અમારામાં ને પ્રાણીમાત્રમાં છે. અણુ પરમાણુમાં તે રમે છે.

હિરણ્યકશિપુ

આવ, ઓ રામ, તું આવ. જ્યાં પકડવા જાઉં છું ત્યાંથી પવનની પેઠે ખસી કેમ જાય છે? ક્યાંક તો હાથ મૂકવા દે. પછી જોઇ લે. આજે હું ને તું જુદા નહિ રહીએ: કાં તો તું મરીશ, કાં તો હું મરીશ.

પ્રહ્‌લાદ

(સ્તંભ તરફ જોઇને) જય રામ, જય રામ, જય રામ. (થાંભલાના મૂળમાં દંડવત્ કરે છે.) પ્રગટ થાઓ, ગુપ્ત રહીને બહુ રક્ષા કરી. હવે પ્રગટ થાઓ. ઓ ભાગ્યશાળી સ્તંભ, આવ તને આલિંગન કરૂં. તું જડ છતાં મારા રામે અવતાર લેવાને તારો ગર્ભ પસંદ કર્યો છે.

હિરણ્યકશિપુ

ત્યાં છે શું? રામ એ સ્તંભમાં છે શું?

(ખુલ્લી તરવારે થાંભલા ભણી દોડે છે.)

પ્રહ્‌લાદ

હા પિતાજી, એ સ્તંભમાં જ છે. ભેટી લેજો એમને ધરાઇને.

(સ્તંભ ફાટે છે, નરસિંહ ભગવાન અંદરથી પ્રગટ થાય છે.)

નૃસિંહ

(ખડખડાટ હસે છે.) આવ, દૈત્ય આવ, આપણે ભેટીએ!

હિરણ્યકશિપુ

ઓ વિચિત્ર જનાવર, થઇ જા તૈયાર યુદ્ધ માટે.

(બન્નેનું યુદ્ધ ચાલે છે.)

[દૈત્ય ભગવાનની અંદર સમાઇ જાય છે. દેવો પુષ્પવૃષ્ટિ કરતા આવે છે.]

દેવો

જય હો, જય હો, ભગવાન નૃસિંહનો!

પ્રહ્લાદ

જય શ્રીરામ, જય શ્રીરામ, જય શ્રીરામ.

દેવો

જય હો, જય હો, સત્યાગ્રહી વીર પ્રહ્લાદનો.

નારદ

ધન્ય હિરણ્યકશિપુ, તારી ઉત્કટ વૈરભક્તિને! ધન્ય પ્રહ્લાદ, તારી દૃઢ પ્રેમભક્તિને! તમે બન્નેએ પરમ ગતિને પ્રાપ્ત કરી.

પ્રહ્લાદ

મુનિજીની ચરણરજ માથે ચઢાવું છું. દેવોને નમસ્કાર કરૂં છું.

દેવો

જયજયકાર પ્રહ્લાદનો, જયજયકાર એની ભક્તિનો, જયજયકાર એના સત્યાગ્રહનો!

નારદ

સાથે આ પણ બોલાવો: જયજયકાર ભક્તવત્સલ ભગવાનનો. ગાઓ મારી સાથે દેવો, ગાઓ તમે પણ રાક્ષસો, ગાઓ પ્રહ્‌લાદ—

જાત બ્હોણાં કેરી જાત રામ તૂહિ તૂહિ.
નાથ બ્હોણાં કેરા નાથ રામ તૂહિ તૂહિ.
ગતિ બ્હોણાં કેરી ગતિ રામ તૂહિ તૂહિ.
પતિત કેરા પાવન પતિ રામ તૂહિ તૂહિ.
નેણાં કેરૂં નમણું નૂર રામ તૂહિ તૂહિ.
રસના કેરૂં રસપૂર રામ તૂહિ તૂહિ.
રતન કેરા મોંઘો હાર રામ તૂહિ તૂહિ.
જીવનો જૂનો જોડીદાર રામ તૂહિ તૂહિ.
રૂપ રૂપનો ભંડાર રામ તૂહિ તૂહિ.
વાણી મીઠી મનોહાર રામ તૂહિ તૂહિ.
સુખ સાચું ને વળી સ્થિર રામ તૂહિ તૂહિ.
મરમો કેરી પ્યારી પીડ રામ તૂહિ તૂહિ.
મારૂં ભિખારીનું ધન રામ તૂહિ તૂહિ.
મારૂં મૂગાનું વચન રામ તૂહિ તૂહિ.
જન્મ્યા કાળનો હિંદોળો રામ તૂહિ તૂહિ.
મરવા કાળે શીતળ ખોળો રામ તૂહિ તૂહિ.

———*———

# બાલસાહિત્યમાળા

તારામંડળ ( બાલવાર્તાઓનો સંગ્રહ )
કુમાર વીરસેન (બીજી આવૃત્તિ) ચન્દ્રશંકર
ચાર બાલસંવાદો ચન્દ્રશંકર
બાલમિત્રની વાતો ભાગ પહેલો
લેખકો : ગિજુભાઈ અને ચન્દ્રશંકર
બાલકાવ્યો ભાગ પહેલો
સિંદબાદ શેઠ ચન્દ્રશંકર
બાલમિત્રની વાતો ભાગ બીજો
નળ-દમયન્તી ચન્દ્રશંકર

## એક આના બાલસાહિત્યમાળા

૧. અંગુઠિયાભાઈ ચન્દ્રશંકર
૨. કમળા અને બુલબુલ ગિજુભાઈ
૩. વીરકથાઓ ભાગ પહેલો ચન્દ્રશંકર
૪. રામો ચન્દ્રશંકર
૫. રંગની પેટી ગિજુભાઈ
૬. કાનો ભરવાડ ચન્દ્રશંકર
૭. બ્હેન ચન્દ્રશંકર

લખો : ( ૧ ) વ્યવસ્થાપક: 'બાલમિત્ર' ચ. એ. સોસાયટી, આણંદ ( ૨ ) મન્ત્રી: પુસ્તકાલય સ. સ. મંડળ લિમિટેડ, વડોદરા ( ૩ ) ગૂર્જરાત સાહિત્ય મન્દિર, અમદાવાદ